# શ્રી કૃષ્ણ ચંદ્રોદય ચિત્રકથા.




પ્રકાશક,

શાહ બાલુભાઇ ફુલચંદ

ધારાપોળ, નડીઆદ.

શ્રી શારદા વિજય પ્રી. પ્રેસમાં શા. હરજીવનદાસ અમરશીએ
છાપી સાંથપીપળી.—નડીઆદ.

ૐ

# શ્રી કૃષ્ણ ચંદ્રોદય ચિત્રકથા.



પ્રકાશક,

## શાહ બાલુભાઇ ફુલચંદ

ઘોડાપોળ, નડીઆદ.

આવૃત્તિ ૨જી. સને ૧૯૨૨. પ્રત ૨૦૦૦



કીંમત રૂ. ૦-૪-૦.

શ્રી શારદા વિજય પ્રી. પ્રેસ—નડિયાદ.

# પ્રકાશકના બે બોલ.

આ ટુંકી સચિત્ર કથા, નાટયસૃષ્ટિમાં કવિચિત્રકારના નામથી વિખ્યાત મ્હારા પૂજ્ય પિતાશ્રી શાહ ફુલચંદ ઝવેરદાસની રચેલી છે.

એમનાં રચેલાં મહાસતી અનસૂયા, સુકન્યા સાવિત્રી, મહાશ્વેતા કાદમ્બરી, માલતી માધવ, મુદ્રાપ્રતાપ, અને શુકદેવજી વિગેરે નાટકો, ગુર્જર રંગભૂમિ પર ભજવાઇ, લોકપ્રિય થઈ ચૂક્યાં છે; પરન્તુ હવે તેમણે મ્હારી પ્રાર્થનાથી આ પ્રકારે ગુર્જરીની સેવા કરવાનું સ્વીકાર્યું છે.

જો મ્હને આ કાર્યપ્રદેશમાં ઉત્તેજન મળશે તો રામાયણની પણ લગભગ સો સવાસો ચિત્રોવાળી સચિત્ર કથા પ્રગટ કરવાની અભિલાષા છે; તેથી આ પુણ્ય કાર્યનાં સૌ કોઇ આશ્રય આપી પોતાના દ્રવ્યનો સદુપયોગ કરશો, અને અગાઉથી રૂપીયા બે મોકલી આપી ગ્રાહક તરીકે નામ નોંધાવશો.

ઘીરાપોળ, નડિયાદ.
રામનવમી.
સંવત ૧૯૭૮.



લી. સેવક
**શાહ બાલુભાઈ ફુલચંદ.**



શ્રીબાલકૃષ્ણલીથોપ્રેસ નડીઆદ

શ્રી ગણેશાય નમઃ

# શ્રી

# કૃષ્ણ ચંદ્રોદય ચિત્ર કથા.

## મંગળાચરણ.

શ્વેત વસન શ્વેતાંગે,
શ્વેત પુષ્પથી પૂજાય ગણરાયા;
શ્વેત સ્ફટીક આસનને,
શોભાવે શી પ્રફુલ્લિત કાયા.
રિદ્ધિ સિદ્ધિના સ્વામી,
હસ્તકમલ અમ મસ્તક ઉપર ધરો;
મહાભારતના લહિયા,
ભારતનાં ભય સંકટ સર્વ હરો.

# ચિત્ર ૧ લું.

## ઓ પ્રાર્થના.



થયો ધર્મનો લોપ પૃથ્વી સહુ પાપકર્મથી પૂર્ણ ભરી,
બ્રહ્મા પાસે આવ્યાં દેવી વસુંધરા ગૌરૂપ ધરી;
ચંદ્ર સુરજ બે રાત દિવસના સાક્ષી પણ તે સાખ પૂરે,
સુણી હકીકત પ્રજાપતિને અધિક ચિન્તા થાય ઉરે.



જીવથી થાયછે જે જે, પાપ છાનાં અરે બહુ;
સૂર્યને ચંદ્રમા બંન્ને, સાક્ષી રૂપે જુવે સહુ.

# ચિત્ર ૨ જું.

## શેષશાયી.

---

ઈંદ્રાદિક અમરપુરવાસી ત્રિપુરારિને સાથ લઈ,
ક્ષીર સાગરને તીરે આવ્યા જયાં પોઢયા જગદીશ જઈ;
આજ્ઞા શ્રી અંતર્યામીની માન પ્રજાપતિ શ્રવણ કરે,
દેવો સઘળા યાદવ રૂપે જઈ મથુરાંમાં જન્મ ધરે.

---

ઉદ્ધારનો અરે જયારે માર્ગ એકકે રહે નહી,
અંશ રૂપે ધરે દેવો જન્મપૃથ્વી વિષે સહી.

`

## પ્રયોગ ૩ જો.

### દેવકીલગ્નમુહૂર્ત.



મહામનોહર મથુરાં નગરી ઉગ્રસેન જ્યાં રાજ્ય કરે,
કંસરૂપે ત્યાં પ્રગટ થયો છે કાળયવન અવતાર ખરે;
દેવલોક પામ્યા લઘુબંધુ મુકી એક કુંવરી ન્હાની,
મળી શુભ લગન મુહૂર્ત પુછાવે કન્યા કાળ થયો જાણી.



રાજસી ભાવ જ્યાં વધે, ભાવ સાત્વિક ત્યાં નહીં;
રહી જે સક્ષમતા તેનું, લગન હોવું ઘટે કહીં?

# ચિત્ર ૪ થુ.

## લગ્નોત્સવ.

---

વર લાયક વસુદેવ જડ્યા યાદવનાં ઘર છપ્પન કોટી.
પરણાવ્યાં શ્રી દેવકીજીને દઈ પહેરામણીઓ મોટી;
આશીષ ગર્ગાચાર્ય આપતા ગીત મંગળ ગાએ નારી,
સાજન સાથે વરકન્યાને વળાવવાની તૈયારી.

---

સંસ્કારોમાં રૂડા સૌથી, સંસ્કાર બ્રહ્મજ્ઞાનના;
સૂકનતા જ્યાં વરે તેને, રહે શી કાંઈ ત્યાં મણા?

# ચિત્ર ૫ મું.

## આકાશવાણી.

---

વરકન્યા રથમાં પધરાવ્યાં આગળ બેઠો કંસ ચઢી,
બન્યો સારથિ રૂડું મનાવવા અશ્વ તણી રાશો પકડી;
ઓચીંતો ત્યાં મેઘનાદ સમ શબ્દ થયો આકાશ મહીં,
“ દેવકી કેરો પુત્ર આઠમો તને મારશે પ્રગટ થઈ. ”

---

જ્ઞાનને સૂક્ષ્મના કેરો, સારથિ ગર્વ શું બને ?
સંતાનો સૂક્ષ્મ વૃત્તિનાં ઉદ્ભવી તેહને હણે.



શ્રીબાલકૃષ્ણલીથો પ્રેસ નડીઆદ.

## ચિત્ર ૬ ઠું.

### અસુરસભા.

---

ક્રૂર કંસ રાજા થઇ બેઠો વૃદ્ધ તાતને કેદ કરી,
દેવવાણીના ડરથી દુષ્ટ દાનવ કેરી સભા ભરી;
અઘ બગ ચાણુંરને નરકાસુર મધુકેશી સાથે મળીયા,
લખ્યા લલાટે લેખ કંસના નવ ટાળ્યા કોથી ટળીયા.

---

અહંકાર બહુ ભુંડો, સારાસાર જુવે નહીં;
કરાવી નીચ કર્માંને, પાડેછે નર્કમાં સહી.

# ચિત્ર ૭ મું.

## ધર્મખંડન.

અનુચરો પાછળ દોડાવ્યા સૌને તે લાવ્યા તેડી,
કંસે બેન બનેવીના પગમાં નંખાવી છે બેડી;
ઉંધી શીખામણ નારદજીએ ઢિંધાને એવી આપી,
બાળ ધર્મના પગ ઝાલીને પથ્થર પર પટકે પાપી.

જ્ઞાનને સૂક્ષ્મ વૃત્તિઓ, ભય ના કોઇનો ધરે;
પોતાના નાશને માટે, ધર્મનો નાશ તે કરે.

# ચિત્ર ૮ મું.

## અનંત પ્રેરણા.



દેવરૂપ ખટ બાલ હણાયાં જાણીને અંતર્યામી,
શેષ નાગની પાસ પધાર્યા ચઢી ગરૂડે જગના સ્વામી;
સહસ્ર મુખે રામ રટે છે ધરા ફણા ઉપર ધારી,
જઇ ધરવા અવતાર સાતમો આજ્ઞા કરતા કંસારી.



જ્ઞાનને સૂક્ષ્મ વૃત્તિજયાં, બંધીખાને પડયાં જઇ;
શોષવા ઝેર ઝેરીનું, શેષને મોકલ્યા સહી.

# ચિત્ર ૯ મું.

## ચતુર્ભુજ પ્રાગટય.



કૃષ્ણ પક્ષ શ્રાવણ મહીનાનું આઠમની મધરાત વિષે.
कृष्णचन्द्र પુરૂષોત્તમ પ્રગટયા પ્રથમ ચતુર્ભુજ રૂપ દીસે;
માતતાતનાં બંધન છુટયાં તુટીપડી નીચે બેડી,
દર્શન જેનાં જન્મ જન્મનાં બંધન સૌ નાંખે ફેડી.



જીવાડે જીવને એવો, આત્માનો અંશ જે કહ્યો;
બીજમાં ઉતરી કેવો, જીવાડે વિશ્વને અહો?



શ્રીબાલકૃષ્ણ લીથો પ્રેસ નડીઆદ

# ચિત્ર ૧૦ મું.

## ગોકુલગમન.

---

હરી પ્રેરણા લઇ જવાની નંદ ઘેર ગોકુલ ગામે,
તેથી ચાલ્યા વસુદેવજી ત્યાંથી પોતાને કામે;
હાથમાંહીં પ્રભુને પધરાવી દ્વાર સમીપ આવ્યા જયાંહી,
કમાડ આપે ખુલી ગયાં ચોકીવાળા ઉંઘે ત્યાંહી!

---

સ્થૂળ જે દેહનું રૂપ, નામ ગોકુલ તે ઠરે;
જાણેના કોઇ શી રીતે, આત્માને દેહમાં ધરે.

# ચિત્ર ૧૧ મું.

## યમુનાપ્રવેશ.



એક તીરે છે મથુરાં નગરી સામું ગોકુલ ગામ વસે,
વચ્ચે શ્રી યમુનાંજી કેરો ગંભીર પુર પ્રવાહ દીસે;
વસુદેવજી જળમાં પડીયા કમર સમાં આવ્યાં પાણી,
પાછળ ફણીધર છત્ર ધરે નવ વાત વસુદેવે જાણી.



સૂક્ષ્મમાં સૂક્ષ્મ બુદ્ધિ તે યમુનાંજી જણાય છે;
જ્ઞાનના યોગથી આત્મા, ઓળંગી પાર જાય છે.



શ્રીબાલકૃષ્ણ લીથો પ્રેસ    નડીઆદ

## ચિત્ર ૧૨ મું.

### જલભેદ.



જેમ જેમ આગળ જળમાં વસુદેવે માંડ્યું ઉતરવા,
તેમ તેમ જળ ઉંચાં ચઢીયાં ચરણસ્પર્શ પ્રભુનો કરવા;
અંતરની ગત જાણી પ્રભુએ પુનિત પાદ લાંબો કીધો,
વ્હેતાં જળ સ્થંભ્યાં યમુનાનાં વસુદેવને માર્ગ દીધો!



બુદ્ધિ જે જ્ઞાનના યોગે, ઉછાળા ખુબ મારતી;
આત્માના સ્પર્શથી અંતે, શાન્ત સંપૂર્ણ તે થતી.

# ચિત્ર ૧૩ મું.

## માયાપ્રભાવ.



પ્રભુને ગોકુલમાં પધરાવી બદલે માયાને લાવ્યા,
આપે દ્વાર ભીડાયાં પાછા હતા ત્યાંહી પોતે આવ્યા;
ચોકીવાળા કાંઈ ન જાણે સમય બધો ઉંઘ નાંહીં ગયો,
માયાએ રૂદન આરંભ્યું જાગ્યા શોરબકોર થયો.



આત્માને દેહમાં સ્થાપી, માયાને લાવીયા જહીં;
હતું તેવું થયું પાછું, સૂક્ષ્મતા જ્ઞાનનું નહીં.

# ચિત્ર ૧૪ મું

## માયાઆકાશગમન.

ઉઠી દોડનો કંસ આવીયો પ્રગટ થયો શત્રુ જાણી,
પગ ઝાલીને ગયો પટકવા રીસ બહુ મનમાં આણી;
છટકી માયા બોલ્યાં મુખથી અષ્ટ ભુજા રૂપે વાણી,
" શત્રુ ત્હારો પ્રગટ થયો છે ઉતારશે તારૂં પાણી. "

અનાદિ શકિત છે માયા, નાશ એનો અરે નહીં;
વિશુદ્ધિ જીવની હોતાં, નાશછે ગર્વનો સહી.

# ચિત્ર ૧૫ મું.

જન્મોત્સવ.

પોશાઢી પારણે યશોદા માત લાલને ઝુલાવે,
ગોપીજન ભેગા લઈ પ્રભુનાં મુખ દર્શન માટે આવે;
અબધુત રૂપે શિવજી આવ્યા હરિહરમાં નવ ભેદ રહ્યો,
કૃષ્ણચન્દ્ર પ્રગટ્યા ગોકુલમાં નંદ ઘેર આનંદ થયો.

બ્રહ્માનંદ તણું રૂપ, નંદ સાક્ષાત જાણવા;
આત્મારામ ઝુલે ત્યાંહી, આત્માનુભવ માણવા.

# પુષ્પાંજલિ.

---

જેની કૃપા, ઉદારતા વડે કરીને મોક્ષદ્વારરૂપ મનુષ્ય-જન્મ મળ્યો, એ પ્રભુના ચરણ કમલમાં પ્રણામ.

જે ગુરૂદેવે જ્ઞાનદાન દઈને આત્મોન્નતિનો માર્ગ દર્શાવ્યો એ ગુરૂદેવના ચરણ કમલમાં પ્રણામ.

જે માતાપિતાએ જન્મ આપી યથાવિધિ પાલનપોષણ કર્યું એ માતાપિતાના ચરણ કમલમાં પ્રણામ.

---

॥ श्री कृष्णार्पणमस्तु ॥

સમાપ્ત.